# A Message From Heaven.

અથવા

## આસમાન તરફથી આવેલો એક પેગામ.

ભાષાન્તર કરી છપાવી પ્રસીદ્ધ કરનાર,

**અબદુલ્લાહ અલાદીનભાઈ**

અલાદીન બીલડીંગ્સ.

આબીદ્સ રોડ—સીકંદરાબાદ (દખણ.)

પ્રત. ૧૦૦૦ —x— હીજરી ૧૩૪૩.

આવૃત્તિ પહેલી. સને ૧૯૨૫.

શ્રી લક્ષ્મી પ્રિન્ટીંગ પ્રેસમાં શા. મણીલાલ
ઉગરચંદે છાપ્યું.
કાળુપુર ટંકશાળ—અમદાવાદ.

પોસ્ટેજ સુધા બે આના.

જે એ ન આપી શકે તેને કારડ લખવે મફત.

સ્વરાજ

અથવા

# હીંદુ મુસલીમ એકસંપી.

એ માટે હીંદુ મુસલીમ લીડરો હીંદુ મુસલીમ ધરમ-ગુરૂઓ તથા હીંદુ મુસલીમ અખબારોએ પોતાથી બનતી હરેક કોશેશ કરી પણ તે સરવે વ્યર્થ ગઈ બલકે સંપની બદલે કુસંપ વધતો ચાલ્યો અને જાન માલની ભારે ખુવારી થઈ. હજી પણ એ માટે જેટલી બી ઉપર ટપકેની કોશેશો કરવામાં આવશે તે સરવે વ્યર્થ જશે જ્યાં સુધી કે આ ઝમાનામાં જાહેર થયલા ખુદાઇ રાહનુમાએ બતાવેલી યોજના મુજબ અમલ કરવામાં ન આવે જે માટે વાંચો " હીંદુ મુસલીમ એકસંપી સ્થાપવાની ખરી રાહ."

બે આનામાં પહોંચતી

જે ન આપી શકે તેને કારડ લખવે મફત.

ખાકસાર,

**અબદુલ્લાહ અલાદીનભાઈ.**

સીકંદરાબાદ.

# પ્રસ્તાવના.



દરેક મઝહબી કોમની એ માન્યતા છે કે જ્યારે બી લોકોમાં દીનદારી ગટતી જાય અને બેદીનપણું વધતું જાય ત્યારે એક ખુદાઈ રાહબર જાહેર થાય જેમકે હીંદુઓની ભગવત ગીતામાં હઝરત ક્રીશન (અ) ફરમાવે છે "હે ભારત જ્યારે ધરમ ઝાંખો થઈ જાય છે અને અધરમનો વધારો થાય છે. ત્યારે હું પોતે પ્રગટ થાઉંછું" જરથોસ્તીઓની ધારમીક કીતાબમાં ફરમાવવામાં આવ્યું છે કે "દરેક ઝમાનામાં એક દીનનો હુસ્તોબર (રતુરાહબર) અને પેદાયશોનો વહીવટ કરનાર (અહુ—પાદશાહ) જાહેર થાય છે, જે મજકુર જમાનામાં પેદાયશોનું રક્ષણ અને યજદાની મરજી આગળ વધારી ગોઠવણ કરે છે" ખ્રીસ્તીઓની માન્યતા વીસે લંડનમાં પ્રગટ થયલી **The Coming of the World Teacher** માં જણાવવામાં આવ્યું છે કે **It is time when a new Teacher is sorely needed We see the system of our civilization breaking down before our eyes. The amount of preventable misery which exists in all the great races of the world is something appaling** એ

મુજબ દરેક કોમમાં ખુદાઈ રાહનુમા જાહેર થવાની માન્યતા છે પણ જ્યારથી ખુદાતઆલાએ ઇસલામને દુન્યાની તમામ કોમો માટેનો એક સંપુરણ અને સામાન્ય મઝહબ મુકરર કરયો ત્યારથી બીજી કોમોમાં ખુદાઇ રાહનુમાઓનું જાહેર કરવું બંધ કરયું અને માત્ર ઈસલામમાંજ એ ફઝલ જારી રાખ્યો છે. જે વીસેની વીગતવાર હકીકત મુજ ખાકસારની "તમામ દુન્યા માટેના મહાન પેગમ્બરના મુબારક ફરમાનો" વાલી કીતાબ વાંચ્યાથી જણાશે. એ મુજબ આ ઝમાનામાં ખુદાતઆલાએ ઈસલામમાં પોતાનો રાહનુમાં જાહેર કરયો છે અને એની મારફતે જે પેગામ મોકલ્યો તે આ નાનકડી કીતાબ વાંચ્યાથી જણાશે. દરેક સમજદાર ઈનસાનને લાઝમ છે કે એની તરફ ગંભીરાઈથી ધ્યાન આપે કારણ કે એમાં સરાસર આપણી પોતાનીજ ભલાઇ છે અગર આપણે એ તરફ બેદરકાર રહેશું તો તેમાં આપણી પોતાનીજ ખરાબી છે. પણ જેવી રીતે માબાપ પોતાના બેદરકાર અને નાફરમાન બચાંઓને શીક્ષા કરી તેઓને તેઓની ભલાઇને રસ્તે દોરવે છે તેવીજ રીતે ખુદાતઆલા બી પોતાના બંદાઓને તેઓની ભલાઇની રાહ તરફ દોરવવા પોતાનો પેગમ્બર જાહેર કરે છે છતાં જ્યારે તેઓ નાફરમાન થાય અને તેની હસી મશકેરી કરે ત્યારે ખુદાતઆલા તેઓ ઉપર તરેહ તરેહની આફતો વરસાવે છે જેમકે તે ફરમાવે છે "મા કુન્ના મોઅઝ ઝેબીના હત્તા નબઅસા રસૂલા એટલે અમો અઝાબ નથી કરતા જ્યાં સુધી કે એક રસુલને જાહેર કરયે"

( કોરાને શરીફ પ્રકરણ ૧૭ આયત ૧૫ )

એજ નીરમાણુ કરેલા નીયમ મુજબ જ્યારે આ જમાનામાં ખુદાતઆલાએ પોતાનો રાહનુમા જાહેર કરયો તો દુન્યાના મોટા ભાગે તેનો ઇનિકાર કરયો ત્યારે ખુદાતઆલાએ તરેહવાર કીસમની આફતો વરસાવવી શરૂ કરી જેમકે મહાભારત જંગ ધરતીકંપ પલેગ ઇનિફ્લુએંઝા રેલ દુકાળ મોંગવારી વગેરે અને એવી આલમગીર આફતો એજ રવેસે જારી રહેશે જ્યાં સુધી કે લોકો પોતાની બેદરકારી તથા નાફરમાની તજી ખુદાતઆલાએ મોકલેલા આસમાની પેગામ તરફ રજુ થાય. એ આસમાની પેગામ શું છે ? તે એ છે કે જેથી આપણો સંબંધ ખુદા સાથે જોડાય અને આપણે બંને જેહાનમાં સુખી થઇએ જે વીસેની હકીકત આ કીતાબ વાંચ્યાથી જણાશે.

સલામતી હોજો તેઓ ઉપર જેઓ હીદાયતની રાહ એખત્યાર કરે.

| | |
|---|---|
| સીકન્દ્રાબાદ. | ખાકસાર, |
| તા. ૧૫મી જુન ૧૯૨૫ | અબદુલ્લાહ અલાદીનભાઇ. |

— — —




નહમ્દહુ નુસલ્લી અલા રસુલ હિલ કરીમ

ખુદાના ફઝલ તથા રહેમ સાથે

તેજ અમારો મદદગાર છે.

---

# આસમાની પેગામ.



મી. પ્રેસીડેંટ,

બહેનો તથા ભાઇઓ, તમો પર સલામતી હોજો.

---

## ઈનસાનનો ન માફ થનારો ગુનાહ.

" હું તમોને કહું છું કે ઈનસાનનો દરેક ગુનાહ તથા કુફર માફ કરવામાં આવશે પણ રૂહુલ કુદુસ ( પાક રૂહ ) વીરૂધનો કુફર ન માફ થશે અને જે કોઈ રૂહુલ કુદુસ વીરૂધ એક શબ્દ બી ઓચરશે તે તેને માફ કરવામાં આવશે નહી. ન આ દુન્યામાં ન આવતી દુન્યામાં " (ઈંજીલ પ્રકરણ ૧૨ આયત ૩૧-૩૨)

ઉપલા શબ્દોમાં ખુદાતઆલાના એક પાક પેગમ્બરે (જીસસ ક્રાઈસ્ટ તે ઇસા અ. એ.) ૧૯૦૦ વરસ ઉપર તે લોકો જેઓ એક આસમાની પેગામ માનવાનો ઈનકાર કરતા હતા તેઓને ફરમાવ્યું અને આ શબ્દોની સત્યતા તથા સંગીનપણું આજે બી જેવી ને તેવી રીતે કાયમ છે. રૂહુલ કુદ્દુસ સંબંધી તે તમામ કીસ્સા જે વહેમોથી ઘડાયલા છે તે બાજુએ રાખીએ તો એથી મુરાદ એક ફીરેશતો છે જે ખુદાતઆલા તરફનો પેગામ ઇસા (અ)ને પોહચાડતો હતો.

## ખુદા તરફના પેગામના ઈનકારનો પરીણામ.

હઝરત ઇસા અ૦ ( તે પેહેલા મસીહ ) ના ઉપર ટાંકેલા શબ્દોનો અ સીવાય બીજો કશોએ અર્થ નથી કે દરેક કીસમના ગુનાહ તથા કુફર ઇનસાનને માફ કરવામાં આવશે પણ તે ગુનાહ તથા કુફર જે ખુદાના પેગામ વીરૂધ હોય તે ન માફ કરવામાં આવશે. ઇબને આદમ ( ઈસા અ૦ ) ની પોતાની વીરૂધ અગર કોઈ શખસ કાંઈ કહેશે તો તે વીસે માફીની ઉમેદ છે પણ જે શખસ ઈબને આદમે આણેલા ખુદાઈ પેગામ વીરૂધ કાંઈ ઓચરશે તો તે આ દુન્યામાં બી સઝા પામશે તેમજ આવતી દુન્યામાંબી.

ઉપલા શબ્દોમાં એક મહાન અને ગંભીર સત્યતા સમાયલી છે. એવી સત્યતા કે જેમાં કોઈ બી પ્રકારની ભુલનો સહેજબી

શક યા અંસ નહી અગર આપણે જરા બી ધ્યાનથી વીચાર કરયે તો આપણને એ જરૂરજ માનવું પડશે કે અગર કોઈ ખુદા ખરેખર હસ્તી ધરાવે છે અને અગર તે દુન્યાની રાહનુમાઈ માટે પોતાનો પેગામ મોકલે છે અને અગર તેનો પેગામ ખરે-ખર દુન્યાના ફાયદાજ માટે હોય છે ન કે વગર અર્થનો અને વગર ફાયદાનો તો જે શખસ એનો પેગામ માનવાનો ઈનકાર કરે યા તેની બેપરવાઈ કરે તો જરૂર તેને પોતાની એવી ચાલનો બદલો ભોગવવોજ જોઇએ. અગર આપણે કોઈ શખસને કોઈ જગાએ પોંહચવાની રાહ બતાવ્યે છતાં તે આપણી બતાવેલી રાહની કનવાર કરયા વગર કશી બી તકલીફ વીના ધારેલે ઠેકાણે પોંહચી જાય તો ખચીત આપણી બતાવેલી રાહ ભુલભરેલી ઠડે. અગર આપણી બતાવેલી રાહ ખરી હતે તો તે શખસ કદીબી પોતાની ભુલ સુધારયા વીના ધારેલે ઠેકાણે પોંહચી ન શકતે. તેવીજ રીતે અગર ખુદાના પેગામમાં બી ખરી રાહનુમાઈ છે તો ખચીત તેની વીરૂધ ચાલનારને તેના પરીણામમાં દુઃખ પોંહચે છે. ન એટલા માટે કે ખુદા એક કીંનો રાખનાર હસ્તી છે પણ એટલા માટે કે તે વીરૂધ ચાલનારે તે રાહ એખત્યાર કરી જે તકલીફ તથા દુખ ભરેલી રાહ હતી. ખુદાનો પેગામ એટલા માટે દુન્યામાં નથી આવતો કે તેની રૂએ તે લોકોની પરીક્ષા લે પણ એટલા માટે આવે છે કે જેથી લોકોને તે રાહની ખબર આપે કે જે ધારેલે ઠેકાણે પોંહચવાની ખરી રાહ હોય છે.

ટુંકમાં મારા એ તમામ દીબાચાની મતલબ એ છે કે આસમાની પેગામ કોઇ સાધારણ બાબત નથી કે ઇનસાન એની બેપરવાઇ કરે અને નુકસાન ન પામે બલકે એ શારીરીક કાયદા મુજબ એક રૂહાની કાયદો છે. જેની વીરૂધતાથી ઇનસાનની રૂહાન્યત બગડવા પામે છે. જેવીરીતે ઝહેર ખાઇ કોઈ શખસ તેની અસરથી બચી નથી શકતો તેવી રીતે ખુદાના પેગામનો ઇનકાર કરવાથી બી ઇનસાનની રૂહ તેની માઠી અસરથી બચી નથી શકતી. એ મુજબ અમલ કરવું ખુદાપર કશું અહેસાન નથી બલકે આપણા પોતાના જાનપર અહેસાન કરવું છે તેવીજ રીતે એની વીરૂદ્ધતાથી બી ખુદાને કશું નુકસાન નથી બલકે આપણા પોતાના જાનને નુકસાન છે.

## આસમાની પેગામની અગત્યતા.

આસમાની પેગામનુ ઉપયોગીપણું દેખાડયા પછી હું એ બાબત તરફ ધ્યાન ખેંચવા ચાહું છું કે જ્યારે ઇનસાનની પેદાયશનો હેતુ એ છે કે તે ખુદાતઆલાની સીફતો સાથે પોતાને ખીલવે અને સંપુરણ રીતે પાક થાય જે માટે એ જરૂરી છે કે એને અવાર નવાર ખુદા તરફનો પેગામ મલતો રહે કે જેથી હમેશા એ બાબત એના ધ્યાનમાં રહે. એ હરગીઝ ન માની શકાય કે ખુદાતઆલા જે તમામ જ્ઞાન તથા દાનાઇનો મુળ છે તે ઇનસાનને એક ખાસ હેતુ માટે પેદા કરે અને

પછી તેને એમજ છોડી દે કે હવે તે જે ચાહે તે કરતો ફરે અને એ રીતે તે પોતેજ પોતાના કામને બરબાદ કરી નાંખે તવારીખ એ અનુમાનને ટેકો આપે છે કે કોઈ મુલક યા કોમ એવી નઝરે નથી આવતી કે જેમાં ખુદાઈ ઈલહામ (પ્રેરણા) વીસેની માન્યતા કોઇ ન કોઈ વખત ધરાવતી ન હતી. અને જેમાં એવા લોકોનો પત્તો મળતો ન હોય જેઓ ખુદાઇ ઈલ-હામ પામવાના દાવેદાર થયા ન હોય. આપણાથી એ નહી કહી શકાય કે તેઓ સરવે ઠગારા હતા અથવા તેઓ સરવે મગઝના ચસકેલ હતા કારણ કે તેઓ તરફથીજ દુન્યામાં નીતી રીતીના શીક્ષણો જારી થયલા જણાય છે અને અગર તેઓને બાકાત કરી નાખ્યે તો દુન્યા તદ્દન નકામી અને વ્યર્થ જણાય. એ બાબે કોરાને શરીફ ફરમાવે છે "વઇન મિન ઉમ્મતિન ઇલ્લા ખલા ફીહાનઝીર એટલે કોઈ કોમ નથી જેમાં ચેતવણી આપ-નાર પેગમ્બર પસાર થયો નથી." અને એજ તદ્દન ખરી અને વાસ્તવિક બાબત છે. તે ખુદા જેણે ઇનસાનને એવી શક્તીઓ સાથે ઉત્પન કર્યો છે જે તેને ચહડતીઓની ઉંચી ટોંચ સુધી પુગાડી શકે છે અને જેને એવી શક્તીઓ બક્ષયા પછી વગર રાહનુમાઇ કરવે એમજ કદી છોડી દે નહી. અને તે ખુદા જેની નઝરમાં સરવે ઈનસાનઝાત એક સરખા છે અને તે સરવે માટે એક સરખી મહોબત ધરાવે છે તે કોઈ બી એકજ કોમ અને એકજ ઝમાનામાં ઈલહામની નવાજેશ કરે અને બાકી તમામ કોમો તથા ઝમાનાઓને બાકાત રાખે એ ન બને અગર આપણે

એક દયાલુ જગત કર્ત્તાને માન્યે તો તે સાથે આપણને એ બી માનવું પડશે કે તે દરેક ઝમાનામાં પોતાનો પેગામ દુન્યામાં મોકલે છે નહીકા આપણી એ માન્યતાઓ એક બીજાથી ઉલટી લેખાશે.

જ્યારે આપણે એ અનુમાન પર આવી પોંહચ્યે કે ખુદા-તઆલાના પેગામની જ્યારે બી જરૂરત જણાય ત્યારે તેની નવાજેશ થાય છે તો ગોયા આપણે ખુદાનો પેગામ કબુલ કરવા માટે એક પગલુ આગળ વધ્યા અને આપણા દીલની એક બારી ખોલ્યે છીયે પણ હજી આપણા માટે એક વધુ પગલું ભરવાની જરૂર છે અને તે એ કે શું આપણા ઝમાનામાં બી ખુદા-તઆલાના તરફના કોઈ પેગામની અગત્ય છે ? અગર છે તો જરૂર ખુદાતઆલાએ એ હાજત બી પુરી કરેલી હોવી જોઇએ,

બહેનો તથા ભાઇઓ વીચાર કરો અને જુઓ કે ખુદા તરફના ઈલહામ તથા પેગામની શું જરૂરત હોય છે? શું એજ નહી કે લોકોને તેની હસ્તીની પુરેપુરી ખાત્રી થઇ જાય અને તેઓ તેની સંપુરણ મોહબત તથા સંપુરણ મઅરેફત (પીછાણ) હાંસલ કરી પોતાના નફસ (આતમા)ને પાક કરી શકે? અને એવી શકતી મેલવે કે જેના લીધે તેઓ આ દુન્યામાં તથા હવે પછીની દુન્યામાં ખુદાતઆલાનો મેલાપ હાંસલ કરી શકે જે ઈનસાનની પેદાયશની મુળ નેમ છે. હવે વીચાર કરો

કે શું એવી હાલત દુન્યામાં દીઠામાં આવે છે? શું એ ઝમાનાના લોકો ખરેખર ખુદાતઆલા પર એકીન રાખે છે? શું એઓના દીલોમાં તે મહાન હસ્તી માટે એવી મોહબત છે કે જેવી હોવી જોઇએ? શું તેઓ ખુદાના ફરમાનોની બજાવણી એવી રીતે અમલમાં લાવે છે કે જેવી રીતે તેઓ ઉપર ફરઝ કરવામાં આવી છે? શું ખરેખર એઓને તે રૂહાની (આતમીક) શકતીઓ હાંસલ છે કે જે થકી એઓને ખુદા સાથેના મેલાપનો જ્ઞાન હોય? હું ધારૂં છું કે તમારામાંના દરેકે બાઇબલ તો વાંચી હશે વધુ નહી તો થોડી ઘણી બી. ત્યારે તમો સમજી શકશો કે શું આજે એવા લોકો દીઠામાં આવે છે જેવાઓનો વર્ણન તેમાં છે? શું આજે બી ખુદાતઆલા એઓ માટે એવી તરેહની નીશાનીઓ દેખાડે છે? જ્યારે એમાંનુ કશુંએ નથી બલકે એની વીરૂદ્ધ દુન્યા ખુદાતઆલા ઉપરના ઇમાનથી ખાલી છે. નાસ્તીકપણાની તેજી છે. અને ખુદાતઆલાની મહોબત બદલે દોલત, માલ મીલકત તથા માનની ચાહેના છે. ઇનસાનઝાત માટેની દાઝ યા હમદરદીની બદલે લોકો એક બીજાનો હક લુટવાનો લાગ જોય છે અને ખુદાતઆલા કોઇની મારફતે પોતાની નીશાનીઓ દેખડાવે તેની બદલે ખુદ તેની પોતાનીજ હસ્તી ગેબ થતી જાય છે. માત્ર દુન્યાદારી મજાહ મેલવવાની ફીકરમાંજ લોકો મશગુલ છે અને મઝહબી ફરમાનોને જાહેરી દેખાવ કહી ઉડાડી દે છે પણ પોતાના તરેહ તરેહના લીબાસો નેકટાઈ કાલર બુટ વગેરે ઉપરાંત આ ઝમાનાની ફેશનો તથા

ખાવા પીવાની રીત ભાતોના પોતાના બનાવી કહાડેલા કાયદા સાચવવા એટલી કાલજી રાખે છે કે ગોયા ઇનસાનની ઝીંદગી એટલા માટેજ નીરમાણ થઇ હોય. સહેજ બી વીચાર કરયાથી ઇનિસાન સમજી શકે છે કે ખુદાઇ ફરમાનોને જાહેરી દેખાવ કહેવાથી તેઓની એ મતલબ નથી કે તે જાહેરી દેખાવની જરૂર નથી બલકે અસલ મતલબ એ છે કે ખુદાઈ ફરમાનોને રદ કરી તેઓ પોતેજ કાયદા બનાવવા ચાહે છે. એ તીરસકાર તે કાયદાઓ વીસેના અજ્ઞાનપણાનો નથી પણ તે ખુદ કાયદા બનાવનારના અધીકારનો છે. હવે હું પુછું છું કે જ્યારે દુન્યાની એવી હાલત છે તો શું એ જરૂરી નથી કે ખુદાતઆલા તરફથી પોતાના બંદાઓ માટે એક તાજો પેગામ આવે કે જેથી તેઓ સમજી શકે કે તેઓનો ખુદા જીવતો ખુદા છે અને તે મહા શકતીવાન છે અને તે એવો નથી કે જે ઘણું કામ કરીને થાકી ગયો હોય અને બેહેશતના કોઈ ખુણામાં સુઈ રહ્યો હોય.

---

# આ ઝમાનામાં આવેલો ખુદાતઆલા તરફનો આસમાની પેગામ.

ખુદાઈ પેગામની અગત્યતા પુરવાર કર્યા પછી હું અસલ બાબત તરફ પાછો ફરૂં છું અને તમોને જણાવું છું કે ખુદાતઆલાએ આ ઝમાનામાં બી પોતાના બંદાઓને તરક કર્યા નથી અને ન તેઓની હાજતોને ભુલ્યો છે. બલકે એણે એવીજ રીતે પોતાના એક પસંદ કરેલા બંદા મારફતે દુન્યાની રાહનુમાઇ માટે પેગામ મોકલ્યો છે જેવી રીતે કે તેણે નુહ (અ૦) ઇબરાહીમ (અ) મુસા (અ) દાઉદ (અ) મસીહ (અ) કીશન (અ) રામચંદ્ર (અ) બુદ્ધ (અ) કનફુશીઅશ (અ) જરથોસ્ત (અ) તથા મહમદ રસુલુલ્લાહ (સ) ની મારફતે પેગામો મોકલ્યા હતા. આ ઝમાનાના પેગામબર* (પેગામ લાવનાર) નું નામ આહમદ છે.

અને જે લોકો એ પેગામ કબુલી એની હીદાયત મુજબ અમલ કરેછે તેઓ એવીજ રીતે ખુદાના ફઝલના વારેસ થાય

---

* ગેર આહમદી ઇસલામીઓની એ માન્યતા છે કે હઝરત મહમદ રસુલુલ્લાહ (સ૦) ખાતેમુન નબીઇન હોવાથી એઓ પછી કોઇ પેગમ્બર આવી ન શકે એનો ખુલાસો એ છે કે બેશક હઝરત મહમદ રસુલુલ્લાહ (સ૦) ખાતમુન નબીઇન છે અને બેશક એઓ પછી કોઇ એવો પેગમ્બર ન આવી શકે જે નવી શરીઅત ધરાવનાર હોય. પણ હઝરત રસુલુલ્લાહ (સ૦)ની શરીઅતની તાબેદારી કરનારો અને તે પર ઇસલામી ઉમતને ચલાવનારો પેગમ્બર આવી શકે અને એજ માન્યતા દુન્યાના તમામ ઇસલામીઓની છે અને તેથીજ તેઓ ઇસા (અ)ની પધરામણીની વકી

છે જેવી રીતે કે આગલા ઝમાનાના પેગમ્બરોને માનનારા ખુદાના ફઝલના વારેસ થતા રહ્યા હતા. હું આ પેગમ્બરને માનનારો છું અને એનો બીજો ખલીફો છું અને તે મોહબતના લીધે જે એ પેગમ્બરે અમારા દીલોમાં ઇનસાનઝાત માટે ભરી દીધી છે હું તમો લોકોને એનો પેગામ પોંહચાડવા માટે આવ્યો છું. તે પેગામ શું છે? હું તેને હઝરત આહમદ (અ) તે મસીહ મોઉદના પોતાના શબ્દોમાં બયાન કરૂં છું:-

---

રાખે છે જો કે તેઓ એક પેગમ્બર છે. આ પરથી સાફ સાબીત થાય છે કે હઝરત મહમદ રસુલલ્લાહ (સ०) ખાતમુન નબીઇન હોવા છતાં એઓ બાદ એઓની શરીઅતનો તાબે પેગમ્બર આવી શકે એ આખી ઇસલામી આલમની એક સામાન્ય માન્યતા છે. પણ ઇસા (અ०) વફાત પામી ચુકા અને જે વફાત પામે તે પાછો દુન્યામાં ન આવી શકે તેટલા માટેજ હઝરત રસુલુલ્લાહ (સ०) એ ફરમાવ્યું છે કે ઇસમાલીઓમાંથીજ એક શખસ ઇસા ઇબ્નિ મરયમ તરીકે જાહેર થશે અને તે નબી કહેવાશે જે સર્વે બીના બોલે બોલ ખરી પડી છે. હઝરત આહમદ (અ०) મસીહ મોઉદ એટલે વાયદો અપાયલો મસીહ The Promised Messiah બી છે અને નબી બી છે આ ઝમાનામાં ઇસલામ પર ચોતરફથી હુમલા થાય છે. ઇસલામીઓ અને તેઓના મોલવીઓ તેનો મુકાબલો કરવા તથા ઇસલામનો ફેલાવો કરવાની ફરજથી ગાફેલ છે. બલકે તેઓના અમલ એવા છે કે જેથી ગેરકોમોમાં ઇસલામ બહુ બદનામ થાય છે તેથીજ ખુદાતઆલાએ આ ઝમાનામાં એક નબીનુ જાહેર કરવું નીરમાણ કર્યું હતું કે જેની તઅલીમથી ઇસલામીઓ ઇસલામ તરફની પોતાની ફરજ બજાવવાના અતી અગત્યનાં કામ માટે તૈયાર થાય જેની સંપુરણ વીગત માટે જુઓ મારી કીતાબ "તમામ દુન્યા માટેના મહાન પેગમ્બરના મુબારક ફરમાનો" અબદુલ્લાહ અલ્લાદીન.

૧૨૫૭૨

(૧) " ઓ સાંભળનારાઓ! સાંભળો કે ખુદા તમારાથી શું ચાહે છે? માત્ર એજ કે તમો તેનાજ થઇ જાઓ. તેની સાથે બીજા કોઇને બી પુજ્ય ન બનાવો ન આસમાનમાં ન ઝમીનમાં. અમારો ખુદા તે ખુદા છે જે હમણા બી હયાત ( જીવતો ) છે જેવી રીતે કે તે આગલ બી હયાત હતો. હમણા બી તે બોલે છે જેવી રીતે કે તે આગળ બોલતો હતો. અને હમણા બી તે સાંભલે છે જેવી રીતે કે તે આગળ સાંભલતો હતો. એ ખ્યાલ ખોટો છે કે આ ઝમાનામાં તે સાંભલે છે તો ખરો પણ બોલતો નથી બલકે જેમ તે સાંભળે છે તેમ બોલે બી છે. તેની સરવે સીફતો અસલથી જાવેદાન સુધી કાયમ રહેનારી છે. ન કોઈ તેની સીફત બંધ થઈ છે. અને ન કદી થશે. તેજ એક એકલો છે. ન તેનો કોઈ જોડયો છે. ન કોઈ દીકરો ન કોઇ ઓરત" (અલ વસ્યત પાને ૧૦)

(૨) " હું તમને ખરેખર કહું છું કે તે માણુસ હલાક થશે જે પોતાના ઈમાનમાં કાંઈ બી દુન્યાની મેલવણી રાખે છે. અને તે શખસથી જહનમ ઘણીજ નજદીક છે જેના દરેક ઈરાદા ખુદા માટે નથી બલકે કાંઈક ખુદા માટે તથા કાંઇક દુન્યા માટે. તેથી અગર તમો દુન્યાની

જરા બી મેલવણી તમારા ઈમાનમાં રાખશો તો તમારી સરવે ઈબાદતો નકામી છે. કારણ તેવી હાલતમાં તમો ખુદાની તાબેદારી નથી કરતા પણ શેતાનની તાબેદારી કરોછો. તમો હરગીઝ એ વકી ન રાખો કે એવી હાલતમાં ખુદા તમારી મદદ કરશે કારણ તમો એ હાલ-તમાં ઝમીનના કીડા છો અને થોડીજ મુદતમાં તમો એવી રીતે નાશ પામશો જેવી રીતે કે ઝમીનના કીડા નાશ પામે છે. ખુદા તમારી સાથે ન હશે બલકે તે તમારો નાશ કરી ખુશી થશે. પણ અગર તમો તમારા નફ્સ ( આતમા )ને ખરેખર મોતને અર્પણ કરશો ( એટલે મનોવીકારને મારી નાખશો ) ત્યારે ખુદા તમારામાં જાહેર થશે અને ખુદા તમારી સાથે હશે. અને તે ઘર આશીરવાદ પામશે જેમાં તમો રહેતા હશો અને તે દીવાલોપર ખુદાની રહેમત નાઝીલ થશે જે તમારા ઘરની દીવાલો હશે અને તે શહેર આશીરવાદ પામશે જ્યાં એવો શખસ રહેતો હશે. અગર તમારૂં જીવવું તથા મરવું તથા તમારી દરેક હીલચાલ તથા તમારી નરમી તથા ગરમી માત્ર ખુદા માટેજ થઈ જશે અને દરેક સખતી તથા મુસીબતના વખતે તમો ખુદાની અજમાયશ ન કરશો અને તેનો સંબંધ ન તોડશો બલકે પગલું આગળ ભરશો તો હું ખરેખર

કહું છું કે તમો ખુદાના ખાસ બંદા થઇ જશો."
( અલ વસ્યત પાને ૮–૯ )

ફરી તેઓ ફરમાવે છેઃ–

(૩) " એકીન રાખો કે તમારો ખુદા એકજ છે એની સાથે કોઇને જોડીદાર ન ઠેરવો ન ઝમીનમાં ન આસમાનમાં તમને તમારી નેમ બર લાવવા માટે તે સાધનોથી રોકવામાં નથી આવતા જે ખુદાતઆલાએ તમારા માટે તૈયાર કર્યો છે પણ જે કોઇ ખુદાને છોડે છે અને દુન્યાની ચીજો પર ભરોસો રાખે છે તે તે ખુદાની સાથે બીજો જોડયો ગોઠવે છે જ્યારે આપણને તો તે એકલા પરજ પુરેપુરો ભરોસો મુકવો જોઇએ."

(૪) " એ ગુમાન ન કરો કે ખુદા તરફની વહી યા ઇલ્હામ (પ્રેરણા)નો ઝમાનો આગળ નથી આવનાર પણ પાછલ વીતી ચુકો અને રૂહુલ કુદુસ હવે ઉતરી નથી શકતો પણ પાછલા ઝમાનામાંજ તેનું ઉતરવું પુરૂ થઈ ચુકું. કોરાને શરીફ પર શરીઅત ખતમ થઈ ચુકી પણ વહી ખતમ થઈ નથી કેમકે તે થકીજ સાચા મઝહબનુ જીવતર છે જે મઝહબમાં ખુદાની વહીનો સીલસીલો જારી નથી તે મઝહબ મુરદા છે અને ખુદા તેની સાથે નથી હું તમોને ખરેખર કહું છું કે દરેક દરવાઝો બંધ થઇ

શકે પણ રૂહુલ કુદ્દુસ ઉતરવાનો દરવાઝો હરગીઝ ન બંધ થઇ શકે. તમો તમારા દીલોના દરવાઝાને ખોલો કે જેથી તે વહીની રોશની તેમાં દાખલ થાય તમો તે સુરજથી ખુદ પોતાને દુર ફેંકો છો જ્યારે તમો તેની રોશની દાખલ થવાની બારીને બંધ કરી દેઓ છો. ઓ નાદાન ઉઠ અને તારા દીલની બારીને ખોલ કે જેથી તે સુરજની રોશની તારામાં દાખલ થાય. જ્યારે ખુદાતઆલાએ દુન્યાની નેઅમતો (એશ આરામ)ના દરવાઝા આ ઝમાનામાં બંધ કરયા નથી બલકે આગળ કરતાં વધારે ખોલ્યાં છે ત્યારે શું તમારો એ ખ્યાલ છે કે રૂહાની નેઅમતોના દરવાઝા જેની તમોને આ ઝમાનામાં બહુજ અગત્ય છે તે તેણે તમારા માટે બંધ કરી દીધાં છે? હરગીઝ નહી બલકે તે દરવાઝા પુર છુટથી ખોલવામાં આવ્યા છે." (કીશતીએ નુહ પાને ૩૨–૩૩)

(૫) " તમામ દુન્યાનો તેજ ખુદા છે જેણે મારા પર વહીની નવાજેશ કરી અને જેણે મારા માટે મહાભારત નીશાનીઓ જાહેર કરી અને જેણે મને આ ઝમાના માટે મસીહ મોઉદ (Promised Messiah) બનાવી મોકલ્યો એના સીવાય બીજો કોઇ ખુદા નથી ન આસમાનમાં ન ઝમીનમાં. જે અભાગ્યો શખસ એને માનતો નથી તેનો

અંત એહ કારક છે. અમો અમારા ખુદા તરફથી સુરજ જેવી તેજસ્વી વહી પામ્યા છૈએ. એ અમોએ જોઈ લીધું કે દુન્યાનો તેજ ખુદા છે જેના સીવાય બીજો કોઈજ નહી. ખરેજ કેવો શકતીવાન અને અમર ખુદા છે જેને અમો પામ્યા ખરેજ કેવી ઝબરદસ્ત કુદરતોનો તે માલીક છે જેનો અમોએ દરશાન કરયો ( કીશતીએ નુહ પાને ૧૮–૧૯ )

(૬) " જુઓ હું એ ચેતવીને મારા ઉપરની તમોને પેગામ પોંહચાડવાની ફરઝમાંથી છુટો થાઉં છું કે ગુનાહ એક ઝહેર છે એને તજો ખુદાની નાફરમાની બુરી હલાકત છે એથી બચો દુઆ માંગો કે જેથી તમો શકતી પામો " ( કીશતીએ નુહ પાને ૧૭ )

(૭) " એ ન સમજો કે માત્ર મોહડેથી થોડા શબ્દો ઓચરી દીધાથી તમો તમારી ઝીંદગીની અસલ મકસદ પામી લેશો. ખુદાતઆલા તમારી ઝીંદગીઓમાં પુરેપુરો ફેરફાર ઉત્પન કરવા ચાહે છે."

(૮) " ખુદાના બંદાઓ ઉપર રહેમ કરો અને તેઓપર ઝબાનથી યા હાથથી યા બીજી કશી તદબીરથી ગુલમ ન કરો. બલકે તેઓની ભલાઈ માટે કોશેશ કરો કોઈ સાથેબી મગરૂરીથી ન વરતો જો કે તે તમારાથી ઉતરતી પંકતીનો હોય અને કોઇનેબી ભુંડું ન કહો જો કે તે ભુંડું કહેતો હોય. રાંક સાલેસ નેક નીયતના તથા લોકોની દાઝ ધરાવનારા બનો જેથી ખુદા તમોને કબુલ ફરમાવે. ઘણા છે જેઓ સાલેસાઈ જાહેર કરે છે પણ બાતેનમાં તેઓ વરૂ છે. ઘણા છે જેઓ બાહેરથી સાફ છે પણ બાતેનમાં સાંપ છે તેથી તમો તેની દરગાહમાં ન કબુલાશો જ્યાં સુધી તમારૂં જાહેર તથા બાતેન એક ન હોય. મોટા હોવા છતાં નાહનાઓ પર રહેમ કરો અને તેઓને હલકાં ન પાડો. જ્ઞાની થઇને નાહાનોને નસીહત કરો ન કે તમારી વડાઈ દેખાડી તેઓને તુચ્છકારો. શેઠયા હોવા છતાં તમારી શેઠાઈ પર મગરૂરી ન કરો પણ ગરીબોની સેવા બજાવો. નાશકારક માર્ગો તજો ખુદાનો ખોફ રાખો અને પરહેઝગારી એખત્યાર કરો મખલુક (ખુદાની પેદા કરેલી જાનદાર યા બેજાન ચીજો)ની પરસ્તીશ ન કરો સરવેને તજી ફકત એક ખુદાના પરસ્તાર બનો અને દીલથી દુન્યાની મહોબત કાહડી નાખી માત્ર ખુદાનાજ થઈ જાઓ અને તેનીજ સેવા બજાવવા તમારી ઝીંદગી અર્પણ કરો અને તેનાજ માટે દરેક નાપાકી તથા

ગુનાહને ધીકારો કારણ કે તે પાક છે. એમ થવું જોઇએ કે હરેક સવાર તમારા માટે શાક્ષી આપે કે તમોએ રાત પરહેઝગારીમાં ગુજારી અને હરેક સાંજ તમારા માટે શાક્ષી આપે કે તમોએ દીવસ ખુદાના ખોફ સાથે ગુજારયો " ( અલ વસ્યત પાને ૯ )

એ તે પેગામ છે જે આ ઝમાનાનો પેગામબર લઇ આવ્યો છે અને એ પર વીચાર કરયાથી નીચલી બાબતો જાહેર થાય છે:-

## ખુદાતઆલાના પેગામથી શું જાહેર થાય છે ?

(૧) " પેહેલી અગત્યની બાબત જે એ પેગામથી જાહેર થાય છે તે એ છે કે ખુદાતઆલા આપણને પોતાની ખરી એકતાઈ તરફ દોરવે છે માત્ર એજ નહીં કે લોકો એ કહે કે ખુદા એક છે. એમ તો પેહેલેથી ઘણા લોકો કહેતા આવ્યા છે બલકે એ રીતે કે આપણા હરેક કામ અને ખ્યાલપર એની એકતાઇની હકુમત હોય. આપણે સરવે આધાર માત્ર ખુદાતઆલા પરજ રાખ્યે. આપણે આપણી નેમ બર લાવવા સાધનોનો ઉપ્યોગ કરયે પણ તેની સાથેજ એ એકીન રાખ્યે કે એનુ પરીણામ ખુદાતઆલાનાજ હાથમાં છે. કોઇબી ચીજ માટેની આપણી મહોબત ખુદાતઆલાની મહોબતથી વધે નહીં ન દેશની ન માલ મીલકતની ન સગાવાહળાઓની ન આપણી



ખાહેશો તથા મોજમજાહની. ન કોઈ ચીજ માટેનો અણગમો ખુદાતઆલાની મહોબતથી વધે કે જેથી તેના ફરમાનોમાં કશો ફરક આવે. ટુંકમાં આપણો હરેક કામ ખુદાતઆલા માટેજ હોવો જોઇએ અને તેમાં આપણી તે સીવાય બીજી કશી મતલબ ન હોવી જોઇએ. એજ તે એકતાઈ છે જે ખુદાતઆલા આપણાથી ચાહે છે અને એજ તે એકતાઈ છે જે દુન્યાને ફાયદો પોંહચાડી શકે છે કેમકે એવી એકતાઈ આપણને માત્ર પથરની મુરતી-ઓથીજ બચાવતી નથી પણ આપણી ખાહેશો અને અણગમાની મુરતીઓથીબી બચાવે છે અને એ રીતે દુન્યામાં ખરી સુલેહ કાયમ થઈ જાય છે.

(૨) " બીજી અગત્યની બાબત જે એ પેગામથી જાહેર થાય છે તે એ છે કે ઈનસાનઝાતની નજાત (છુટકારા)ની ખરી રાહ ખુદાતઆલાના પાક કલામોની કીતાબ કોરાને શરીફમાં આવેલા કાયદા છે એમાં તમામ રૂહાની તથા અખલાકી બાબતોને લગતી હીદાયતો દરશાવવામાં આવી છે જે મુજબ અમલ કરયાથી ઈનસાન ખુદાની રઝામંદી હાસલ કરી શકે છે માટે દુન્યાએ પોતાની મુસીબતો દુર કરવા માટે એની તરફ ધ્યાન આપવું જોઇએ.

(૩) " ત્રીજી અગત્યની બાબત જે એ પેગામથી જાહેર થાય છે તે એ છે કે એક સંપુરણ કાયદો ( તે કોરાને શરીફ )

નાઝીલ થઇ જવાનો એ અર્થ નથી કે ભવીશ માટે ખુદાના પેગામો આવવા બંધ થઈ જાય. ખુદાનો પેગામ માત્ર શરીઅતના કાયદા માટેજ આવી અટકતી નથી બલકે તે અવારનવાર લોકોને ખુદા તરફ બોલાવવા માટે આવે છે. ખુદાતઆલાનો માત્ર એજ કામ નથી કે શરીઅતના કાયદાજ દરશાવે બલકે તે ફરમાવે છે કે જ્યારેબી લોકો મારાથી દુર થઈ જાય છે ત્યારે મારી તરફ તેઓને બોલાવું છું. ખુદા પોતાના બંદાઓ સાથે વાત કરે એ તેની મોહબતની એક નીશાની છે. અને તે પોતાની મોહબતના દરવાજા કદી બી બંધ નથી કરતો. જ્યારે ઈનસાનની પેદાયશની મકસદ એ છે કે ઈનસાન ખુદાતઆલાની રઝામંદી તથા મેલાપ હાંસલ કરે તો પછી એ કેમ બને કે તેનો દરવાઝોજ બંધ કરી નાખવામાં આવે. એ કેહવું પુરતું નથી કે ઈનસાન મરવા પછી ખુદાને મળશે કારણ કે અગર દુન્યામાં માત્ર એકજ મઝહબ અને એકજ ખ્યાલ હતે ત્યારે તો એ જવાબ કાંઈક સધ્યારો આપી શકતે પણ જ્યારે દુન્યામાં સેંકડો નહી બલકે હઝારો મઝહબો છે અને તે સરવેનો એ દાવો છે કે તેઓના મઝહબ પ્રમાણે ચાલ્યાથી ખુદા પામી શકાય છે. અગર ખુદાના મેલાપની ખાત્રી મરવા પછીજ થતી હોય તો આ દુન્યામાં જે અમલ કરવાની જગ્યા છે ઈનસાન પાસે સત્ય દેખાડવાની શી તક રહી?

અને આખેરતમાં સત્યની ખબર પડવાથી ઈનસાનને શો ફાયદો ? ત્યાંથી ઈનસાન કાંઈ પાછો આવી શકે નહી કે પોતાની ઝીંદગી સુધારે ત્યારે ત્યાંનો જ્ઞાન ઈનસાનને કશોબી ફાયદો પોંહચાડી શકતો નથી એટલા માટે એ જરૂરી છે કે આ દુન્યામાંજ ખુદાતઆલાની રઝામંદી જાણવાનો કોઈ ખાત્રી ભરચો સાધન મોજુદ હોવો જોઇએ અને તે સાધન ખુદાતઆલાના પાક કલામો તથા તેની સીફ્તોની બલીહારી છે. હઝરત મસીહ મોઉદ (અ)નો એ દાવો છે કે એ બાબતો જેવી રીતે આગળા પેગમ્બરોને હાંસલ થઈ હતી તેવી રીતે મનેબી હાંસલ થઈ છે અને ખુદાતઆલાએ મને દુન્યામાં એટલા માટે મોકલ્યો છે કે હું દુન્યાને ખાત્રી ભરચા ઈમાનનો પત્તો આપું કે જેના વગર ઇનસાન ગુનાહથી બચી શકેજ નહીં અને લોકોના દીલોમાં એવી સંપુરણ મોહબત ઉત્પન કરૂં કે જેના વગર ઈનસાન કોઇ ભોગ આપી શકેજ નહી.

(૪) " ચોથી બાબત જે એ પેગામથી જાહેર થાય છે. તે એ છે કે પેગમ્બરબી બીજા ઇનસાનો જેવો એક ઇનસાન હોય છે. એને કોઇ અસાધારણ હસ્તીનો લેખવો ન જોઇએ. ખુદાતઆલાએ સરવે ઈનસાનોને એક સરખી શક્તીઓ બક્ષી છે અને દરેક ઇનસાનની તરક્કી ( ઉનંતી ) માટે દરવાઝા ખુલ્લા રાખ્યા છે. જે કોઇબી

ખુદાતઆલાની રાહમાં કોશેશ કરે તે તરક્કીની ટોંચ સુધી પોંહચી શકે છે અને ખુદાઈ મઅરેફતના દરવાઝા તેના માટે ખોલવામાં આવે છે એટલા માટે કોઇબી ઈનસાનને પોતાની ગુપ્ત શકતીઓને તુચ્છ ન સમજવી જોઇએ બલકે તેને ઉપ્યોગમાં લાવી રૂહાની તરક્કીની કોશેશ કરવી જોઇએ અને ખુદાતઆલાના મેળાપ માટે તેના સાથે પડભાડો સંબંધ સ્થાપવાની કોશેશમાં કશી કસર બાકી ન રાખવી જોઇએ.

(૫) પાંચમી બાબત જે એ પેગામથી જાહેર થાય છે તે એ છે કે મઝહબની એ મકસદ નથી કે આપણે દુન્યાને તજી દઈએ. અને ખુદાતઆલા સાથેના મેલાપ માટે એ શરત નથી કે આપણે દુન્યા સાથેનો સરવે વહેવાર બંધ કરી નાખ્યે બલકે મઝહબ આપણને એ ફરઝ શીખવે છે કે આપણે દુન્યામાં રહીનેજ કેવી રીતે ખુદાતઆલા સાથેનો સંપુરણ સંબંધ સ્થાપી શકયે. ખુદાતઆલા એ રીતે નથી મળતો કે જ્યારે આપણે આપણી દોલત માલ મીલકત અને સ્નેહી સંબંધો તજી દઇએ બલકે તે એ રીતે મળે છે કે આપણે દરેક હાલતમાં તેની સાથેનો સંબંધ મજબુત કરયે પછી તે હાલત ખુશીની હોય યા ગમીની. ચહડતીની હોય યા પડતીની. નફામાં હોઇએ યા નુકસાનમાં હર હાલતમાં આપણે તેનીજ તરફ ધ્યાન

રાખ્યે. અને તેની રહેમતથી નીરાશ ન થઈએ બલકે તેની મહોબતને વધારયે અને તેની દરગાહમાં દુઆ કરવામાં કસર ન કરયે. બહાદુર તે નથી જે લડાઇમાંથી નાસી જાય છે બલકે બહાદુર તે છે જે લડાઈના મેદાનમાં મકમપણે ટકી રહે છે.

(૬) છઠી બાબત જે એ પેગામથી જાહેર થાય છે તે એ છે કે નેકી એનુ નામ નથી કે આપણે નેક કામો કરયે. અને ન બદી તેનુ નામ છે કે આપણે બદ કામો કરયે બલકે નેકી અને બદી દીલની નેક અને બદ હાલતનુ નામ છે અને નેક કામો તથા બદ કામો માત્ર નેકી બદીની નીશાનીઓ (ચીન્હો) છે. આપણું એ કામ ન હોવું જોઈએ કે આપણે માત્ર નીશાનીઓ (ચીન્હો)ને નેકી તથા બદી સમજી લઈએ બલકે આપણી ફરજ એ છે કે આપણે બદીની નીશાનીઓ નાબુદ કરી નાખ્યે અને નેકીની નીશાનીઓ ઉત્પન કરયે કારણકે દીલની સફાઈ તેજ ખરી સફાઈ છે અવ્યવોની સફાઇ તો તેને તાબે છે.

(૭) સાતમી બાબત જે એ પેગામથી જાહેર થાય છે તે એ છે કે ગમે તેટલા ઇલમની યા બુદ્ધીની તરકકી (ઉનંતી) થવા છતાં આપણે ખુદાની શરીઅત મુજબ કામ કરવાની ફરજમાંથી છુટા થઈ શકતા નથી. ખુદાના કાયદા કાંઈ

સઝા નથી કે આપણે કોઈબી વખતે છુટા થઇ શકયે. તે શારીરીક કાનુન મુજબ કારણ અને પરીણામના ધોરણ ઉપર રચાયલાં છે તે પર અમલ કરવા વગર આપણે રૂહાની તરકકી હાંસલ કરી શકતા નથી. ગુનાહ એટલા માટે ગુનાહ નથી કે ખુદાએ મના ફરમાવી છે બલકે ખુદાએ એટલા માટે મના ફરમાવી છે કે તે એક રૂહાની ઝહેર છે. એથી જણાશે કે ખુદાની શરીઅત ઈનસાનોને ગુનેહગાર નથી બનાવતી બલકે ગુનાહથી બચવામાં મદદ કરે છે. જેને પેહલેથી ખબર આપવામાં આવે તો તે પેહલેથી તૈયાર થઈ રહે છે ન કે ખબરદાર થઈ જવાથી ઈનસાન ખાડામાં પડે છે. હઝરત મસીહ મોઉદ (અ) ફરમાવે છે ગુનાહ એક ઝહેર છે જેવી રીતે ઝહેરથી એટલા માટે અટકાવવામાં આવે છે કે તે નુકસાનકારક છે તેવીજ રીતે ગુનાહથી એટલા માટે અટકાવવામાં આવે છે કે તે નુકસાનકારક છે. જેવી રીતે ઝહેર દાકટરની મનાઈનાજ લીધે આફતકારક નથી થઇ જતું તેવીજ રીતે ગુનાહબી ખુદાતઆલાની મનાઈનાજ લીધે આફત-કારક નથી થઈ જતું.

(૮) આઠમી બાબત જે એ પેગામથી જાહેર થાય છે તે એ છે કે આપણને માત્ર ખુદાતઆલાજ સાથેનો સંબંધ મજબુત કરવું જોઇએ એટલુંજ નહી બલકે ઈનસાનઝાત સાથે બી

આપણુને આપણો સંબંધ મજબુત કરવું જોઇએ. અને એવા કામોથી પરહેઝ કરવું જોઇએ જે ફેસાદ તથા જગડા ઉપજાવનારા હોય અને જે નેઅમતોની નવાજેશ થઈ હોય તે થકી પોતાના તાબે હેઠળના લોકોને દબાવવાની બદલે તેઓની ખીદમત બજાવવી જોઇએ.

આ તે પેગામ છે જે ખુદાતઆલા તરફથી હઝરત મસીહ મોઉદ ( અ ) લઈ આવ્યા છે અને દરેક શખસ સહેજ બી વીચાર કરવે આસાનીથી સમજી શકશે કે એ પેગામ કેવો અગત્યનો તથા જરૂરી છે. એ પેગામ ઉમેદનો પેગામ છે સુલેહનો પેગામ છે દહાપણનો પેગામ છે અગર દુન્યા એ પેગામ તરફ ધ્યાન આપે તો તેની દુન્યાદારી તથા રૂહાની બેઉ હાલતો સુધરી જાય એ પેગામ ઇનિસાનની તરફનો નથી બલકે ખુદાતઆલા તરફનો પેગામ છે. હઝરત મસીહ મોઉદ (અ)એ નથી કહેતા કે હું મારી અકલથી એ બાબતો તમને સમજાવું છું બલકે તેઓ એ કહેછે કે હું તમને જે કાંઈ સંભલાવું છું તે ખુદાએ મને કહ્યું છે કે તમને સંભલાવું અને ખુદાતઆલાના પેગામ કરતાં વધારે અગત્યનો બીજો કયો પેગામ થઈ શકે છે ?

બહેનો તથા ભાઇઓ અગર ઇનસાનને ખુદાતઆલા પર એકીન હોય તો તે કદી બી કહાણી કીસ્સાઓ પર સંતોષ ન પામી શકે. આપણે આપણી મઝહબી કીતાબોમાં એ વાંચ્યાથી કે આગલા ઝમાનાઓમાં ખુદાતઆલા એવી એવી રીતે વાતો

કરતો હતો તેથી આપણને શું સંતોષ મલી શકે ? અગર તે આગલા ઝમાનાઓમાં નીશાનીઓ દેખાડતો હતો અને હવે તેવી નીશાનીઓ નથી દેખાડતો તો આપણને તેનાથી કેવી રીતે મોહબત ઉત્પન થઈ શકે ? એની તો એ મતલબ થઈ કે આગલા ઝમાનાના લોકો ખુદાને વાહલા હતા અને આપણા માટે એને જરાબી દરકાર નથી. શું એવો ખ્યાલ મોહબત ઉત્પન કરી શકે છે યા અણગમો ? શું એવા ખુદાથી કોઈ શખસ સંબંધ સ્થાપવાની કોશેશ કરી શકે જે પોતે પોતાનો દરવાઝો આપણા મોંહડા સાંબે બંધ કરે ? આપણે એબી કબુલ નથી કરી શકતા કે ઇનસાન જ્ઞાનમાં વધારો કરતોજ જાય છે અને ખુદાતઆલાની શકતીઓ રદ થતી જાય છે કારણકે આપણે જો કે એ નથી માની શકતા કે ખુદાતઆલાની શકતીઓની તરકકી ( ઉનંતી ) થતી રહે છે પણ આપણે એબી નથી માની શકતા કે તેની સીફ્તો નબલી પડતી જાય છે. એની સંપુરણતા કશો બી ફેરફાર ન હોવા માંજ સમાયલી છે કોઇ બી ફેરફાર પછી તે ચહડતીનો હોય યા પડતીનો એબ પુરવાર કરે છે જયારે એ એવી પાક ઝાત હસ્તી છે જે દરેક એબથી પાક છે.

ઈનસાનની સ્વભાવીક હાલત શાક્ષી આપે છે કે તેને ઉપરથી કોઈ હીદાયતની જરૂરત છે અને સ્પીરીચુઅલ સોસાયટીઓ જે હજારોની સંખ્યામાં દુન્યામાં સ્થાપાઈ ચુકી છે તે પુરવાર કરે છે કે ઇનસાન માત્ર આ દુન્યાનાજ ઈલમથી સંતોષી થઈ શકતો

નથી. પણ શું આપણે એ માની શકયે કે આપણા વડીલોની રૂહો તો આપણને તરકકીની તરફ લઇ જવા આતુર હોય પણ ખુદા જે સર્વે રૂહોનો પેદા કરનારો છે અને જેણે આપણને એટલા માટે પેદા કરયા છે કે આપણે તેની સાથે સંબંધ સ્થાપ્યે છતાં તેને આપણી તરકકીની કોઈ દરકાર નહી અને તે આપણા માટે તેની સાથેના મેલાપનો કોઈ રસ્તો ખોલે નહી ? એ કદી બનેજ નહી. અગર કોઇને બી આપણી તરકકીની ફીકર થઈ શકતી હોય તો તે માત્ર ખુદાતઆલાનેજ છે બેશક એવી પાક હસ્તી સાથે સંબંધ સ્થાપવાની ચોકસ શરતોબી હોવી જોઇએ બેશક એના મેલાપ માટે ઇનસાનમાં અસાધારણ પાકીઝગી હોવી જોઇએ. બેશક એનો દરવાજો ખુલે તે પેહેલાં આપણને તે દરવાઝો ઠોકવો જોઇએ પણ એ તો તદન ચોકસ હોવું જોઇએ કે કોઇબી વખતે એના દરવાઝાનું ખુલવું તદન સંભવીત હોવું જોઇએ અને એ સંભવીત છે જે વીસે ખુદાતઆલાએ હઝરત મસીહ મોઉદ (અ)ને એ પેગામ મોકલ્યો છે કે "અગર તમો ચાહો અને મારી હીદાયત મુજબ અમલ કરો તો આજે બી તમો મારા કલામને એવીજ રીતે સાંભલી શકોછો જેવી રીતે કે આગળના લોકો સાંભલી શકતા હતા અને આજે બી તમારા માટે હું મારી શકતીઓ એવીજ રીતે જાહેર કરી શકું છું જેવી રીતે કે આગલા લોકો માટે કરી હતી."

એ પેગામ કેવો ઉમેદ ભરયો છે ! કેવો ઇનસાન અને ખુદા વચ્ચે સુલેહ સ્થાપનારો છે જે વીસે વધુ કહેવાની હું જરૂર જોતો

નથી પણ હું એ કહ્યા વગર રહી શકતો નથી કે એ પેગામની રૂએ હઝરત મસીહમોઉદ (અ) એ ખુદાતઆલા અને બંદાઓ વચ્ચે સુલેહ કરાવી દીધી છે અને પુરવાર કરી આપ્યું છે કે આ ઝમાનાના લોકોને ખુદાતઆલા સાથે સાવકા દીકરાઓ જેવો સંબંધ નથી બલકે તે એઓ સાથે એવી મોહબત કરે છે જેવી કે તેઓ પોતાના સગા બચ્ચાંઓ સાથે કરે છે.

## હઝરત આહમદ (અ) નો દાવો.

હઝરત આહમદ (અ)નો દાવો કાંઇ સાધારણ દાવો નથી. એઓનો દાવોજ એઓ ખરા હોવાની દલીલ છે. કારણ કે એ કહેવું તો સહેલ છે કે હું ખુદાતઆલા તરફથી આવ્યો છું પણ **એ કહેવું અતીસે મુશકીલ છે કે હું દરેક શખસને ખુદા સુધી પોંહચાડી શકું છું.**

પહેલી બાબત એક એવો દાવો છે કે જેનુ ખરૂં યા ખોટું હોવું દલીલો પર આધાર રાખે છે. અને દલીલો જેમ ગમે તેમ તાણી તોડી શકાય છે પણ બીજી બાબત એક એવો દાવો છે જેની સત્યતા દરેક શખસના જાતી અનુભવ ઉપર આધાર રાખે છે અને તેવો અનુભવ બીજાઓને હાંસલ કરાવી આપવું એ એક ખોટા શખસ માટે તદન અશકય છે પણ હઝરત આહમદ (અ)એ એવો દાવો કરયો એટલુંજ નહી પણ હઝારો માણસો જેઓએ એઓના શીક્ષણ મુજબ અમલ કરયો તેઓએ બી

ખુદાતઆલાની નીશાનીઓ જોઇ. તેની વાતો સાંભલી. અને તેઓ સરવે એઓના દાવાની સત્યતા સાબીત કરનારી જીવતી દલીલો સમાન બની ગયા છે. શું કોઈ ખોટો શખસ એ દાવો કરી શકે કે તેની તઅલીમ મુજબ અમલ કરવાથી લોકો ખુદા સુધી પોંહચી શકે છે જેવી રીતે કે આગલા ઝમાનાના લોકો પોંહચતા હતા ? શું એવા શખસનો દાવો થોડાજ દીવસોમાં ખોટો ઠડી તેને રૂસવા તથા ફજેત ન કરશે ?

ઓ ઇંગ્લંડના લોકો હું તમારા માટે એક ખુશ ખબરી લાવ્યો છું એક મહાન ખુશ ખબરી અને તે ખુદાતઆલા તરફથી તમારા માટે એ પેગામ છે કે તેણે તમોને તજી દીધા નથી બલકે પોતાની રહેમતના દરવાઝા તમારા માટે ખોલ્યાં છે જેમાં દાખલ થવું તમારા હાથમાં છે. એના પાક કલામોની શરીઅત મુજબ અમલ કરો અને એજ ઝીંદગીમાં જીવતા ખુદાની મહાન શકતીઓ જોઇ લ્યો. બીજા સરવે મઝહબો લોકોને ઉધારનો વાયદો આપી ખુશ કરે છે પણ હઝરત મસીહ મોઉદ (અ) તમને જે ચીજ આપે છે તે રોકડી છે મરવા પછીની નહી પણ એજ દુન્યામાં ખુદાતઆલા સાથે મેલવી આપવાનો વાયદો કરે છે. તે વાતો જે તમો બાઇબલમાં નવાઇ અને તાજુબી સાથે વાંચો છો તે આજે એઓની મારફતે સંભવીત બની ગઈ છે અજમાવો અને ખાત્રી કરો. હઝરત મસીહ મોઉદ (અ)ની ઝીંદગી તમારા માટે એક નમુનો છે. અને કોરાને શરીફ તમારા માટે

એક સંપુરણ રાહનુમાં ( લોમીઓ ) છે. શું એ બીના લોકોની આંખો ખોલવા માટે પુરતી નથી કે આજથી ૩૪ વરસની આગમજ જંગલમાંથી એક શખસનો અવાઝ આવ્યો કે "જુઓ ખુદા તરફના એક પુકારનારનો અવાઝ સાંભલો કે ખુદાની રહેમતના દરવાઝા ખોલવામાં આવ્યા છે. એની નઝર પોતાના બંદાઓની ભલાઈ માટે છે. તે મારી મારફતે તમામ દુન્યાને એક હાથ પર એકઠી કરવા ધારે છે તે દુન્યાને શક અને ખોટા ખ્યાલોવાલી ઝીંદગીથી છોડવી એકીનપણાનુ પાણી પીવરાવવા માંગે છે" જે સાંભલી શેહેરોના લોકો હસ્યા. ગામોના લોકો ખીજવાયા. રાજાયો એ તુચ્છકારયો. અને પ્રજાઓએ મશકેરી કીધી પણ એની અવાઝ દરેક તરેહની વીરૂધતા છતાં બુલંદ થવા લાગી એટલે સુધી કે વાંસલીના નરમ અવાઝપરથી રણસીંગડા જેવો મોટો અવાઝ થઇ ગયો. સુતેલાઓ ગભરાઇને જાગવા લાગ્યા એક અહીંથી એક તહીંથી તે અવાઝ તરફ દોડવા લાગ્યા એ રીતે તે પુકારનાર વધુવાર એકલો ન રહ્યો એકના બે થયા બેના ચાર એટલે સુધી કે ૩૪ વરસની મુદતમાં તેને માનનારાઓની સંખ્યા લગભગ એક મીલીઅન જેટલી થઇ ગઈ અને પચાસ દેશોમાં એના મીશનો કાયમ થઇ ગયા.

## આહમદી સીલસીલાની તરક્કી કેવા સંજોગો હેઠળ થઇ ?

પણ એ તરક્કી કાંઈ વગર તકલીફે અને વગર ભોગે હાંસલ ન થઈ. લોકો તેની પાસે ફુલોની રાહ પસાર કરી ન

પોહતા. બલકે તેને માનવાને લીધે ઘણાઓને પોતાના ઘરો છોડવા પડયા. ખાવીંદોને પોતાની સ્ત્રીઓથી જુદું થવું પડયું. અને સ્ત્રીઓને પોતાના ખાવીંદો તજવા પડયા. બાપને પોતાના દીકરાઓથી અલગ થવું પડયું અને દીકરાઓને તેઓના માબાપોએ ઘેરમાંથી હાંકી કાઢયા. ઘાતકી રાજ્યોએ એની તરફ રજુ થનારાઓને કેદ કરયા અને એનો ઈનકાર કરાવવાની ફરજ પાડવા લાગ્યા. નહિંકા કતલ કરવાની ધમકી આપી પણ તેઓ ડગમગ્યા નહીં અને મોતમાં તેઓએ જે મીઠાસ જોયો તેવો દુન્યાની બીજી કોઇબી ચીજમાં ન જોયો. તેઓ ખુશાલ ચહેરે તે ઝાલીમ લોકો સાંબે માથું બુલંદ રાખી હીંમતથી ઉભા રહ્યા જેઓ પર તે સંગદીલ ખુનીઓએ પથરનો વરસાદ વરસાવવો શરૂ કરયો; અને હરેક પથર જે તેઓપર પડયો તેને તેઓએ ફુલ સમાન લેખ્યો અને હરેક ઇંટ જે તેઓ ઉપર પડી તેને તેઓએ ફુલની ખીલેલી કળી સમજી. અને જેવી રીતે એક વરરાજા પોતાની કન્યાને લઇને ખુશ ખુશ થતો પોતાને ઘર પાછો ફરે છે તેવી રીતે તેઓ હઝરત મસીહ મોઉદ (અ) ની મોહબતને લઇને પોતાના પેદા કરનાર માલીક સનમુખ ખુશ ખુશ થતા હાઝર થઈ ગયા એ એકીન સાથે કે તેઓએ બહુજ લાભકારક સોદો કરયો.

એવી રાહોથી પસાર થવું કાંઇ સાધારણ બાબત નથી પણ હઝરત મસીહ મોઉદ (અ) ના અવાઝમાં કાંઇ એવું ખેંચાણ

હતું કે જેના કાન ખુલ્લાં હતાં તેમાં એ શકતી ન હતી કે તે એનો ઇનકાર કરી શકે. શક અને ખોટા ખ્યાલો ધરાવનારા લોકોના દીલોને એવણે પાક કરી ઈમાન અને એકીનથી ભરી દીધા અને જે લોકો એઓના શીક્ષણ મુજબ ચાલ્યા તેઓએ ખુદાતઆલાનો મધુર અવાઝ જાતે સાંભલી લીધો ત્યારે હવે તેઓને એ વીસે કોઇબી કીસમનો શક કેવી રીતે રહી શકે? ઝમીન અને આસમાન કદાચ બદલાઈ જાય તે હજી બની શકે પણ જેઓએ ખુદાના મધુર અવાઝનો મીઠાસ ચાખી લીધો તેઓના દીલો તો હરગીઝ ન બદલાય.

## ખુદાતઆલાનો મધુર તથા આનંદકારક અવાઝ.

બહેનો તથા ભાઇઓ હું તમારી સાંબે એ જે વાતો બયાન કરૂં છું તે કોઇથી સાંભલેલી વાતો નથી બલકે હઝરત મસીહ મોઉદ (અ)ના શીક્ષણ મુજબ અમલ કરવાના પ્રતાપે મેં પોતે ખુદાતઆલાનો અતી મધુર અવાઝ સાંભલ્યો છે અને એના પ્યાર ભરેલા શબ્દોથી અતી આનંદ પામ્યો છું એવીજ રીતે કે જેવી રીતે હઝરત ઈસા (અ)ને માનનારા હવારીઓ ( સાથીઓ ) એ સાંભલ્યું હતું બલકે તેઓથી બી વધુ. મે ખુદાતઆલાની ઝબરદસ્ત શકતીઓ દીઠી. એણે મારી ખાતર પોતાનો ઝળકાટ ભરયો દબદબો જાહેર કરયો અને મને એવા સંજોગો હેઠળ મદદ કરી કે જેવે સમય કોઈ ઈનસાનની મદદ મળવી અશકય હતી અને મને મારા દુશમનોના હુમળાઓથી એવે વખતે બચાવ્યો કે

તેવે વખતે કોઇ ઈનસાન મને બચાવી શકતે નહી. મને એવી બાબતો વીસે આગમચથી ખબર આપી કે જે વીસે કોઈ ઈનસાન વમાસી વટીક ન શકે અને તે સરવે બાબતો એવી રીતે ખરી પડી જેવી રીતે કે મને કહેવામાં આવ્યું હતું.

એ મુજબ મારી આંખોએ હઝરત મસીહ મોઉદ (અ)ની સત્યતા જોઇ લીધી અને મારા દીલે તે સચાઇ અનુભવી લીધી અને હું એકીન રાખું છું કે દરેક શખસ જે તેની સાથે પોતાનો સંબંધ જોડશે અને તેની મહોબતને પોતાના દીલમાં જગો આપશે તે ખચીત એજ બાબતો જોશે જે મેં જોઈ છે બલકે કદાચ પોતાની મોહબતના પ્રમાણમાં મારાથી બી વધે.

ઓ તે લોકો જેઓ પોતાના દીકરા યા માબાપ યા ખાવંદો યા સ્રીઓ યા દોસ્તોના પેગામ સાંભળવા માટે તો બહુ આતુર રહો છો શું ત્યારે ખુદાતઆલા તરફના પેગામથી મોહડું ફેરવશો? શું ખુદાને માનવાનો દાવો રાખવા છતાં તેના પેગામ તરફે ધ્યાન ન આપશો? શું આગલા પેગમબરોના ઝમાનાઓમાં થયલી હાલત વીસારી દેશો અને તે પરથી કશો ધડો ન લેશો? રખે તમારા મનના તરંગો તમને એવી રીતે છેતરે કે " જુઓ એ શખસને જે ખુદાનો પેગમ્બર બન્યો છે! જુઓ એને જે પુર્વના વગર સુધરેલા મુલકનો રહેવાસી હતો અને જેની પાસે કોઇ સત્તા ન હતી અને જે એક પારકા રાજ્યની હકુમત હેઠળ રહેતો હતો

તેને એ મરતબો કેવી રીતે મલ્યો ? અને ખુદાએ તેને શા માટે ચુંટયો "યાદ રાખો કે ખુદાના કામો હેરત પમાડનારા હોય છે અને એની કુદરત અજબ હોય છે. એ હમેશા એવા પથરાને ચુંટે છે કે જેને ઇમારત બનાવનાર રદ સમજી ફેંકી દે છે અને તેને એ ખુણાનો પથરો બનાવી તેમાં એવી શકતી ભરી દે છે કે જેપર એ પડે છે તેનો બી ચુરેચુરો થઇ જાય છે અને જે એના પર પડે છે તેનો બી ચુરેચુરો થઈ જાય છે દુન્યામાં એવો કયો પેગમ્બર આવ્યો હતો જે વીસે લોકોએ એવી વાતો ન કરી હતી અને કયો એવો પેગમ્બર હતો જેનો એવો તીરસ્કાર થવા છતાં આખરે તેજ ફતેહમંદ થયો ન હતો ?

માટે બેહનો તથા ભાઈઓ સાંભળો તે વાતો જે એ કહે છે અને ધ્યાન આપો તે પેગામ તરફ જે એ લઇ આવ્યો છે અને જુઓ તે અનેક કીસમની મદદ જે એને ખુદાતઆલા તરફથી મલતી રહી છે અને એને કબુલ કરવા માટે આગળ વધો કારણ એમાંજ ખરી ભલાઇ છે.

રખે એમ ન થાય કે તમારી રસમો તથા આદતો તમારી રાહમાં અટકાવ બને. રસમો તો અવારનવાર બદલાતી રહે છે તેવીજ રીતે આદતોમાં બી ફેરફાર થતોજ રહે છે તો શું ખુદાની ખાતર તમો એ રસમો તથા આદતોને ન તજશો ? લોકો કહે છે કે ઇસલામના ફરમાનો સખત છે અને અમલ કરવા ભારી

પડે છે. શુ તેઓનો એ ખ્યાલ છે કે તે મહાન હસ્તી સાથેનો મેલાપ માત્ર મોહડેની ઠાલી વાતોથીજ થઇ જાય ? જોવાજોગ બાબત તો એ છે કે શું ઇસ્લામનું શીક્ષણ અકલ વીરૂધ છે ? શું તે ફેસાદ ઉત્પન કરનારૂં છે ? શું તે ખરી પાકીઝગી ઉત્પન નથી કરતું ? જ્યારે એમાં કશું એ ખોટું નથી ત્યારે શું માત્ર એટલાજ માટે કે ઇસલામના કેટલાક ફરમાનો તેઓની જુની આદતો વીરૂધ છે તેથી પોતા ઉપર ખુદાની રહેમતના દરવાઝા બંધ કરી લેશે અને તેના મેલાપનો આશીરવાદ રદ કરી દેશે ? શું ભેગ આપ્યા વગર કોઇ બી નેઅમત મલી શકે છે ? તમો એકીવેલા તમારી તુચ્છ નફ્સાની ખાહેશો બી પુરી કરવા ચાહો તથા ખુદાતઆલાની રઝામંદી બી મેલવવા ચાહો તે ન બને.

સરવે મઝહબો એ બાબે એકમત છે કે ખુદાતઆલા સાથેનો મેલાપ મોત પછી થશે પણ તેનો ખરો અર્થ એ છે કે ખુદાતઆલા સાથેનો મેલાપ ત્યારે થશે જ્યારે ઇનસાન ખુદાતઆલા ખાતર પોતાની નફ્સાની ખાહેશો ઉપર મોત આણશે.

## લોકોની વાતોથી બીહો નહી.

ઓ લોકો તમો એ વાતથી ન બીહો કે લોકો તમારી પર હસશે અથવા તમોને દીવાના સમજશે. કારણ એ હમેશા થતુંજ આવ્યું છે કે જ્યારે બી કોઇએ શરૂઆતમાં સત્ય કબુલ્યું છે તો લોકોએ તેને દીવાનો કહ્યો છે. શું મુસા (અ) તથા ઇસા (અ)

પર ઈમાન લાવનારા દીવાના ન કહેવાયા ? પણ શું તેજ "દીવાના" દુન્યાના રાહનુમા ન બન્યા ?

## ઈંગ્લંડ પર ઇસલામની રૂહાની ફતેહ.

હું તે ખુદાતઆલાની કસમ ખાઇને કહું છું જેના હાથમાં મારો જાન છે અને જે વીસે તમામ આસમાની કીતાબો એકમત છે કે તેના વીસે જુઠુ બોલનારને હલાક કરવામાં આવે છે કે મને ખુદાતઆલાએ દેખાડયું છે કે હું ઈંગલાડના દરયાના કીનારા પર ઉભો છું અને મારા હાથ ઉપર ઈંગલાંડની રૂહાની ફતેહ થઈ છે. માટે આજે નહી તો કાલે ઈંગલાંડ હઝરત મસીહ મોઉદ (અ)ના તેડાંને માન્ય રાખી ઇસલામ તરફ રજુ થશે.

## ખરો ભાગ્યશાલી તે જે સત્ય કબુલ કરવામાં પેહેલ કરે.

પણ ભાગ્યશાલી છે તે જે એ કામમાં સૌથી પેહેલે પગલું ભરે છે. કેમકે જે શખસ સત્ય કબુલ કરવાની પેહેલ કરે છે તેના માટે દબલ ઈનામ છે કારણ કે તે પોતે બી ઇમાન લાવે છે અને બીજાઓ માટે ઉતેજન કારક થાય છે. બીજાઓ જેઓ એની પાછલ આવે છે તેઓ એના બરાબરયા થઇ ન શકે. બેશક સત્ય શરૂઆતમાં આસ્તે આસ્તે ફેલાય છે પણ આખરે તેનીજ ફતેહ થયા વગર રહેતી નથી. ખુદાતઆલાએ હઝરત મસીહ મોઉદ (અ)ને એ વાયદો આપ્યો છે કે જેવી રીતે પેહેલા

મસીહ ( તે ઈસા અ. ) પછી ત્રણુસો વરસની મુદતમાં ઈસાઇ-અતને ફતેહ હાંસલ થઈ તેવીજ રીતે ૩૦૦ વરસની મુદત દરમ્યાંન એઓના સીલસીલાને ફતેહ હાંસલ થઇ જશે પણ એ ફતેહ પેહેલી ફતેહ કરતાં વધારે સંપુર્ણ થશે કારણુ કે તે વખતે ઈસાઈઅત માત્ર રોમની રાજ કરતી કોમનો મઝહબ થયો હતો જ્યારે આ વખતે આહમદયત ( ખરો ઈસલામ ) તમામ દુન્યાના દીલોને કબજો કરી લેશે. બેશક એ ગેબની વાત છે પણુ જ્યારે એઓની હઝારો ગેબી વાતો ( પેશગોઈઓ અથવા ભવીશ વાણીઓ ) ખરી પડેલી દુન્યા જોઈ ચુકી છે તે મુજબ એ બી ખરી થયલી જોઈ લેશે.

શું એ તાજુબીની વાત નથી કે ૩૪ વરસ આગમજ હઝરત મસીહ મોઉદ ( અ ) જ્યારે તદન એકલા હતા ત્યારે એઓએ એ પેશગોઇ પોતાની કીતાબો મારફતે આશકાર કરી કે એઓની તઅલીમ ( શીક્ષણુ ) જલદી ઇંગલંડ પોંહચી જશે અને ત્યાંના લોકો એને કબુલશે અને તે મુજબ આજે તમે જુઓ છો કે એઓને માનનારા લોકો આખા ઇંગલંડમાં સત્ય ફેલાવવાના કામ માટે ફરી વલ્યા છે. અને ઘણા લોકો સત્ય કબુલીને એ સીલસીલામાં શામેલ થઈ ગયા છે. માટે ખુદાના કામો વીસે અજબ ન થાઓ. એની કુદરત સાંબે દરેક ચીજ સહેલ છે.

એ સત્યના ચાહનારાઓ તથા ખુદાતઆલાના મેલાપની ખરી તલબ રાખનારાઓ હું મારા જાતી અનુભવથી તમો લોકોને

કહું છું કે ખુદાના મેલાપની ખરી રાહ હઝરત મસીહ મોઉદ (અ)ની પેરવી સીવાય બીજી કોઇએ નથી. આજે સરવે દરવાઝા બંધ છે સીવાય એના અને સરવે ચેરાગો બુજાઈ ગયા છે સીવાય એના માટે એ દરવાઝામાંથી દાખલ થાઓ જેને ખુદાતઆલાએ ખોલ્યો છે અને એ ચેરાગથી રોશની લેઓ જેને ખુદાએ રોશન કરયો છે. અને ખુદાનો ઝળકાટ ભરયો દબદબો પોતાની આંખોએ જુઓ ખુદાની નઝદીકી તમારા દીલમાં અનુભવો.

## ભોગ આપવા તૈયાર થશો તોજ ફતેહ પામશો.

પણ યાદ રાખો કે બે હોડીઓમાં પગો રાખવા કદી લાભકારક ન નીવડે ભોગ વીનાનો ઇમાન નફાકારક નથી. જે શખસ પોતાનો આરામ, પોતાની આસાયશ, પોતાનો વખત, પોતાની આદતો અને પોતાની રસમો છોડવા તૈયાર નથી થતો તે કદી ફતેહમંદીનો ચહેરો જોઈ શકે નહી. અને જે કોઈ એ સરવે માટે તૈયાર થાય તેને કોઇ ચીજ નુકસાન પોંહચાડી શકે નહી. હઝરત મસીહ મોઉદ (અ) ફરમાવે છે:—

"તમો ખુદાતઆલાની રઝામંદી હરગીઝ હાંસલ કરી ન શકશો જ્યાં સુધી કે તમો તમારી મોજ તમારી મજાહ તમારો દરજ્જો તમારો માલ તમારી મીલકત તમારો જાન તરક કરો નહી તથા એની રાહમાં દરેક એવી મુશકીલનો મુકાબલો કરો નહી જે તમારી સનમુખ મોતનો દેખાવ રજુ કરતી હોય. અગર

તમો તમામ મુશકીલોનો મુકાબલો કરશો તો ખુદાતઆલા તમોને એક પ્યારા બચાની માફક ગોદમાં લઇ લેશે અને તમને તે રાસ્ત બાઝો ( સત્ય વાદીઓ )નો વારસ બનાવશે જે તમારી આગમજ ગુજર પામ્યા છે. અને તમારા માટે દરેક નેઅમત અને રહેમતના દરવાઝા ખોલવામાં આવશે.”

જુઓ ખુદાએ ઈસાઇઆ પેગમ્બરની પેશગોઇ મુજબ પુર્વથી એક રાસ્ત બાઝને ઉભો કરયો અને તેની મારફતે પોતાની મરજી તમો સુધી પુગાડી. શું હું ઉમેદ રાખું કે તમો ખરા અંતકરણથી તેને કબુલશો અને તેના પેગામના ફેલાવા માટે પશચીમના મુલકોમાં પેહેલા વાવટા લઈ જનારા થશો ? હું તમોને તે જ્ઞાનની રૂએ જે ખુદાતઆલાએ મને બક્ષયો છે ખાત્રી અપાવું છું કે તમામ કોમો તમારાથી આશીરવાદ પામશે અને ભવીશમાં આવનારી ઓલાદ તમો પર આશીરવાદ મોકલશે અને તમો ખુદાના ફઝલથી ન ફના થનારી ખરા સુખની અમ્મર ઝીંદગી પામશો.

---

**( એ પેગામ ૧૯૨૪માં લંડન ખાતે ભરાયલા એકઝીબીશન ટાંકણે આહ્મદી સીલસીલાના લીડર હઝરત ખલીફતુલમસીહે જાતે ત્યાં સીધારી ત્યાં ભેગા થયલા લોકોને પોંહચાડી આપ્યો હતો. એ પેગામ કોઇ ખાસ કોમ માટે નથી બલકે તમામ ઇનસાનજાત માટે સામાન્ય રીતે એક મહાન ખુશ ખબરી છે. ભાગ્યશાળી તે જે એનો લાભ લે અને અભાગ્યો તે જે એને હશી કહાડે ). અ. અ.**

## દરેક ઇનસાને જરૂર જાણવું જોઈએ કે

ખુદાતઆલાએ આપણને આ જેહાનમાં શા માટે પેદા કર્યા છે ? આપણે ખરૂં સુખ કેવી રીતે પામી શકયે ? મોત પછી આપણી શી હાલત થશે ? વગેરે અનેક અગત્યની બાબતોની ખરી અને ખુદાતઆલાના કલામો સાથેની સત્તાવાર હકીકત ખુદા તરફનો પ્રતીનીધીજ બતાવી શકે તે માટે વાંચો આ ઝમાનામાં જાહેર થયલા એક મહાન ખુદાઇ રાહનુમાની ગુજરાતીમાં પ્રગટ થયલી "ઇસિલામનો રૂહાની ખઝાનો" નામની ત્રણુસો પાનાની સુંદર કીતાબ આવૃત્તિ બીજી રૂા. ૦ાા.

ખાકસાર

**અબદુલ્લાહ અલાદીનભાઈ.**

**અલાદીન બીલડીંગ્ઝ.**

આક્ષફરડ સ્ટ્રીટ—**સીકંદરાબાદ.**

# અતી અગત્યની ખબર.

દરેક કોમની એ એક મઝહબી માન્યતા છે કે જ્યારે બી લોકોમાં દીનદારી ગટતી જાય અને બદકારી વધતી જાય ત્યારે એક ખુદાઈ રાહનુમા જાહેર થાય. એ ખુદાઈ નીયમ મુજબ

## આ ઝમાનામાં એક મહાન ખુદાઈ રાહનુમા જાહેર થયા.

જેને લાખો લોકોએ સ્વીકારી ન વરણવી શકાય એવું ઉતમ સુખ હાંસીલ કરી ખુદાતઆલાના શુકરાના અદા કરે છે. એ મુજબ દરેક ઈનસાન એ ખુદાઇ આશીરવાદ પામવા ભાગ્યશાળી થાય તેટલા માટે અનેક ભાષાઓમાં એને લગતી કીતાબો પ્રગટ થઈ છે. અંગ્રેજી તથા ગુજરાતી જાણનારાઓએ નીચલી કીતાબો જરૂર વાંચી જોવી

(૧) **Ahmad The Promised World Messenger. His Claims & Teachings in his own words 500 Pages. Beautifully Bound. 4th Edition Rs. 3-0-0**

(૨) **"તમામ દુન્યા માટેના મહાન પેગમ્બરના મુબાર ફરમાનો"** ઘણા અગત્યના વધારા સાથે આવૃ ચોથી. લગભગ ૫૦૦ પાના રૂ. ૨–૦–૦.

જેઓ ઉપલી કીતાબો વાંચવા ચાહતા હોય પણ ખર ન શકતા હોય તેઓને કીંમત દીપાઝીટ મુકવે પંદર દહ શારૂ વાંચવા માટે મુફત આપવામાં આવશે.

આવી સગવડ કરી આપવા છતાં જે કોઇ આ ખુદ બાબતની ગંભીર ચેતવણીની જાહેર ખબર પામવા છતાં એ વીગે પોતાની બેદરકારી યા તકોબરીથી કુનવાર કરશે નહી તે યાદ રાખે અને ખુબ યાદ રાખે કે તે આખેરતમાં પોતાને ન વરણવી શકાય એવા દુખદાયક અઝાબને ભોગ થયલો જોશે.

ખાકસાર.

**અબદુલ્લાહ અલાદીન**

અલાદીન બીલડીંગ

આક્ષફર્ડ સ્ટ્રીટ–સીકન્દ્રા